ॐ

ॐ तत्सत् परमात्मने नमः

# "રાજ્યસેવા."

લખનાર—જીવનરામ લક્ષ્મીરામ ભટ્ટ.

સિહોર—કાઠીઆવાડ.

## એક વિજ્ઞપ્તિ.

कवि न होंउ न ही चतुर प्रविना ।

सकल कला सब विद्याहिना ॥

પાઠકગણ! મહાત્માશ્રી તુલસીદાસજીના ઉક્ત કથનાનુસાર આ સેવક પણ તેવા ઉત્તમ ગુણોથી સર્વથા રહીત છે; જેથી તેના આશય માત્રનો ખ્યાલ કરી રાજા પ્રજા ઉભય પક્ષો પુસ્તક માંહે જણાતા દોષોને દરગુજર કરશે એજ વિજ્ઞપ્તિ.

આવૃતિ ૧. પ્રત ૪૦૦૦.

# પ્રસ્તાવના.



ભ્રાતૃગણ ! પ્રથમ આપણે એ વિચારણિય છે કે " સેવા " એ શબ્દનું ખરૂં તાત્પર્ય શું છે, અને તે કેટલા પ્રકારની હોઇ શકે ? કેમકે ગુરૂ શિષ્યના સંવાદરૂપે આગળ લખવામાં આવેલી " **રાજ્ય સેવા** " નામનીજ સેવા. મનુષ્ય જીવન માટે નિર્માયેલી છે, કે તેના આત્માના સુભૂષિતપણા ! માટે, અન્ય કોઇ વિશેષ સેવાઓ છે ખરી. પાઠકગણ ! વ્યવહારીક દૃષ્ટિથી જોતાં સેવાઓ એકથી વિશેષ પ્રકારની છે, અને તે કેટલા પ્રકારની છે તેના વિદ્વાન પુરૂષોએ વિભાગ પણ પાડેલા છે, તે એવી રીતે કે (૧) દેવ **સેવા** (૨) **માતૃ પિતૃ સેવા** (૩) **ગુરૂ સેવા** (૪) **પતિ સેવા** (૫) **સમાજ સેવા** (૬) **રાજ્ય સેવા** (૭) અને **દેશ સેવા**, આ જગત્મા સ્વાર્થ અગર પરમાર્થ કરવા સારૂ નિકળેલા સેવકો માટે આથી વધુ પ્રમાણમાં બીજી કોઇ પણ ઉપયોગી સેવાઓ હોય તેમ જણાતું નથી, એટલે કે ઉક્ત સાત પ્રકારની સેવાઓથીજ સ્વાર્થ અને પરમાર્થ ઉભય પક્ષો સિદ્ધ થઇ શકતા હોવાથી શાસ્ત્રકારોએ તેને મુખ્ય માનેલી છે.

હવે " **સેવા** " એ શબ્દનો સ્પષ્ટ હેતુ શું છે તે તપાસીએ. પરમ ઐશ્વર્યવાન પરમાત્માની કૃપા વડે, પૃથ્વી, તેજ, જળ, વાયુ, અને આકાશ એવા પાંચ તત્વના બનેલા આ શરીરથી, પ્રાપ્ત કરેલા સુખો અને ઉપભોગો ઉમંગપૂર્વક અન્યના ઉપયોગાર્થે પ્રદાન કરવા, તેને " **સેવા** " એ **નામથી** ઓળખી શકાય છે.

**યદ્યપિ, સેવા સ્વકાર્ય સિદ્ધિ માટે આવશ્યક છે. પરંતુ પરમાર્થ માટે કરવામાં આવતી "સેવા" જન સમુહના અંદર જેટલો ઉચ્ચ પ્રકાશ આપેછે, તેટલો નિર્મળ પ્રકાશ સ્વાર્થ પરાયણ " સેવા " આપી શકતી નહી હોવાથી " સેવા "નું ખરૂં સ્વરૂપ પરમાર્થ પરાયણતા સાથે વિશેષ સંબંધ ધરાવે છે.**

**જમાની " દેવસેવા " માત્ર પોતાનાજ કલ્યાણાર્થે ગણાયેલી છે અર્થાત્ સાત્વિક વૃત્તિથી કરાએલી " દેવસેવા " પરમાત્માની**

સેવા, આ લોક કિંવા પરલોકમાં પોતાનેજ ફળદાયક નીવડે છે, ત્યારે "**માતૃપિતૃ સેવા**" ગુરૂ સેવા, પતિ સેવા, સમાજ સેવા, રાજ્ય સેવા, અને "**દેશ સેવા**" એવી છ સેવાઓ, સેવ્ય અને સેવક બન્નેને લાભદાયિ છે.

તેમાં પણ "માતૃપિતૃ, ગુરૂ અને પતિ"ની સેવાઓ માત્ર એક એક વ્યકિતનેજ સુખ પહોંચાડી શકેછે, ત્યારે "સમાજ સેવા, રાજય સેવા, અને દેશ સેવા" જેવી મહાન સેવાઓ તો, એકથી વિશેષ પ્રાણીઓને મહદ ઉપકાર કરી શકે છે, જેથી આપણે ઉપર ગણાવેલી સાત સેવાઓ માંહે છેલ્લી ત્રણ સેવાઓ ઘણી મહત્વની અને મહા પ્રશંસનીય છે, કે જેનું પાણી ગૃહણ કરવા-વાળો પુરૂષ, અથવા તેના સાથે સંબંધ ધરાવનારી સ્ત્રી, આ ભૂમંડળમાં ઉજવળ કીર્ત્તિ સાથે પોતાના જીવન પ્રવાહને પુરાં કરે છે. પરંતુ તેની વિજય માળ ધારણ કરવી ઘણીજ દુર્ઘટ છે, સબબકે પરમાત્માથી રચાયલી આ સૃષ્ટીમાં પ્રાણી માત્રના હૃદય દેશના અંદર સ્વાર્થે એવી તો ઉંડી જડ ઘાલેલી છે. કે તે જગ્યોએથી તેને ખસેડીને પરમાર્થનું સ્થાપન કરવું તે ઘણું કઠીણ છે, અર્થાત્ ન બની શકે તેવું અતિ-દારૂણ છે. છતાં તેટલે દરજજે પહોં-ચવા માટે પ્રથમ તે તે મનુષ્યોને "દેવ સેવા" નામનો પ્રથમ પાઠ પઠન કરવાની ખાસ જરૂર છે; કે જેના વડે ચિત્તની શુદ્ધિ થઈ પરમાર્થ પરાયણુતા પ્રાપ્ત થાય છે, એટલુંજ નહી પણ "માતૃપિતૃ. અને પતિની સેવા સંબંધિ સદ્વર્તન પણ તેનીજ કૃપાવડે થઈ શકે છે. એટલેકે એકજ પરમાત્માની સેવા થકી, અથવા કેવળ ઇશ્વરના પરજ શ્રદ્ધા વડે, જેણે પોતાના અંતઃકરણને આ જન્મ અગર પૂર્વ જન્મના પ્રયાસથી પૂર્ણ સંસ્કારી બનાવ્યું નથી, તેવા મલીન મનવાળા પુરૂષો અથવા સ્ત્રીઓથી "માતૃ પિતૃ, ગુરૂ અને પતિ" ની સેવા સિદ્ધ થઈ શકિત નથી. અને ઉકત પ્રભાવશાળી સેવાઓમાં જેઓ નાપાસ નિવડયા છે, અવિવેકી રહ્યા છે, તેઓ "સમાજ સેવા" માટે વિવેકી બને તે પણ અસંભવિત છે. કારણજે તેટલી લાયકાત પર આવવા માટે તેઓને "માતૃ પિતૃ" ગુરૂ તથા પતિને સ્ત્રી અને સ્ત્રીને પતિના તરફથી અનેક આશીર્વાદો મેળવવાની ખાસ આવશ્યકતા છે, સબબ કે તેમ થયા પછીજ તેઓમાં "**સમાજ સેવા**" માટે આત્મિક બળ પ્રાપ્ત થાયછે.

ત્યારે શું કોઇ પણ વ્યકિત " સમાજ સેવા " શીખ્યા અગાઉ " રાજ્ય સેવા " કરી શકે કે ?

હા, રાજ્યના પ્રત્યે પ્રજા ધર્મ બજાવવામાં કંઈપણ બાદ નથી, કારણ જે તન, મન, અને ધનથી, ખંત અને ચીવટ પૂર્વક રાજ્યને તમામ પ્રકારે સાનુકળ રહેવું તે " રાજ્ય સેવા " નું ખરૂં રહસ્ય હોવાથી તેમાં વિદ્વાન કે અવિદ્વાનનો સવાલ સવાંશે ટકી શકતો નથી માત્ર એટલુંજ કે વિદ્વાન પુરૂષ પોતાની વિદ્વતા વડે, સાધારણ પ્રજા કરતા બહુ સારૂં કામ બજાવી શકે છે.

હવે પ્રશ્ન માત્ર " દેશ સેવા " નો રહ્યો. પાઠકગણ ! આ સેવા પણ એક મહાન પ્રભાવશાળી કાર્ય છે, કે જેના ઉપયોગીપણા માટે લેખોદ્વારા જેટલું લખાણ લખવામાં આવે, તેટલું ઓછુંજ ગણાય. વળી એ વાત નિર્વિવાદ છે કે મનુષ્ય જીવનને સાફલ્ય બનાવવા માટે, " દેશ સેવા " જેવું ઉત્તમમાં ઉત્તમ કાર્ય બીજું ભાગ્યેજ હોઇ શકે, સબબ કે તેમાં પ્રવર્ત્ત થનારા મહા પુરૂષો પોતાના અંગિત સ્વાર્થોની તિલાંજલી આપતા હોવાથી, દુનિયા પર હસ્તી ધરાવતી સમગ્ર સેવાઓમાં, " દેશ સેવા" એક ઉંચ્ચામાં ઉંચ્ચો દરજ્જો ભોગવી રહીછે અને તે સર્વ પ્રકારે યોગ્ય છે. છતાં આટલું લખવું નિરર્થક નથી કે દેશના કલ્યાણનો ખરો માર્ગ "રાજ્ય સેવા" સાથે નિકટ સંબંધ ધરાવતો હોવાથી, તેઓની તે સેવા " રાજ્ય સેવા "થી સૂભુષિત હોય, તો રાજા, અને પ્રજા, ઉભય પક્ષને વિશેષ લાભ પહોંચાડી શકે છે.

ધન્ય છે, એ મહાપુરૂષોને, શાબાશ છે તે પુજ્ય આત્માઓને કે જેઓ અનેક આપત્તિના યોગે, અને ઉત્તમ સ્વાર્થોના ભોગે, " સમાજ સેવા, રાજ્ય સેવા અને દેશ સેવા " જેવી મહાન સેવાઓ, ખંતપૂર્વક કરી ગયાછે અને કરી રહ્યા છે. એજ તેમના જીવન સાફલ્યપણા માટે પ્રત્યક્ષ પુરાવો !

આટલું કહી આ " રાજ્ય સેવા " નામનું લઘુ પણ ઉપયોગી પુસ્તક આપણી આર્ય પ્રજાની સેવા સમક્ષ હું પ્રેમપૂર્વક રજુ કરૂંછું જેને વાંચી, સમજી. અને જાણી, આ નીતિમાન આર્ય પ્રજા પોતાની "રાજ્ય સેવા" માટે ચાલુ નીતિમાં વિશેષ વધારો કરશે. એજ લખનારનો માત્ર આશય, અને ઉદ્દેશ.

જીવનરામ લક્ષ્મીરામ ભટ્ટ.

ૐ

तत्सत् परमात्मने नमः

# "રાજયસેવા"

અથવા

# રાજયના પ્રત્યે પ્રજાના ધર્મો.

પરમ ઐશ્વર્યવાન્ પરમાત્માની આ સૃષ્ટિમાં તેણે રચેલા કાર્ય-ક્રમ મુજબ, રાત્રિ વ્યતિત થઇ, અને સુર્ય નારાયણ પોતાના પ્રકાશ-મય કિરણોથી સમગ્ર જગતનો પ્રકાશ કરવા લાગ્યા, અર્થાત્ પ્રાતઃ-કાળની શરૂઆત થઇ. આ વખતે પવિત્ર આર્યભુમિમાં એક પુણ્યાત્મા મુનિની પર્ણકુટીની અંદર કયા, આવશ્યક વિષય ઉપર ઉત્તમ પ્રકારે વિવેચન થઇ રહ્યું છે તેનું આપણે ધ્યાન દઇ નિરક્ષણ કરીએ.

આ પર્ણકુટી લગભગ ગ્રામથી ચાર માઇલ દુર હતી અને તે વિવિધ પ્રકારના ઉત્તમ વૃક્ષોથી યોજાએલી હોવાથી, જોનારને ઘણીજ મોહક લાગતી હતી. પ્રથમ તેના દ્વાર પાસે બબ્બે આમ્ર વૃક્ષો દ્રષ્ટિગોચર થતાં હતાં, જેને સામ સામે રોપેલાં હોવાથી તે એક બીજા સાથે મળી જઇ એટલા તો ઘટ બન્યાં હતાં, કે અંદર દાખલ થનાર મનુષ્યની જાણે તેઓ છાયા કરતાં હોય, તેમ લાગતું હતું. ત્યારે તેની ડાબી તથા જમણી બાજુમાં કેળો તથા દ્રાક્ષો જેવાં ફરાળી વૃક્ષો હારબંધ વાવી દીધાં હતાં. જે વૃક્ષો પોતાનાં પુષ્પો અને ફળો વડે જોનારને ઘણો આનંદ ઉપજાવતાં હતાં. વળી તે પવિત્ર પર્ણકુટીની અંદર જયારે ચારે તરફ અનેક પ્રકારનાં ઉચ્ચાં વૃક્ષો આકાશ સાથે આલાપ કરી રહ્યાં હતાં, ત્યારે તેની વચ્ચો વચ્ચ નાનાં નાનાં લીલાં વૃક્ષો સુંદર વેલીઓથી વિંટલાઇને અપૂર્વ શોભાને આપતાં હતાં. વળી આ કુટીના દરેક ખુણાઓમાં વિવિધ પ્રકારનાં અમૃતમય કંદ અને મૂળોનો મોટો જથ્થો જોવામાં આવતો હતો. જયારે તજ, તમાલ પત્ર, જાયફળ, એલાયચી, લવિંગ, અને તાંબુલ,

જેવા મુખવાસિક પદાર્થ પણ જોનારની આંખોને આલ્હાદ ઉપજાવતા હતા. તેમજ આ દૈવિ જગ્યોની અંદર નિર્મળ જળના મોટા જળાશયો તેમાંથી વહેતા ઝરાઓ વડે, એવા તો ઠંડક આપતા હતા કે જોનારને જાણે હિમાલયના ઉત્તમ જળાશયોનું ભાન કરાવતા હોય, તેમ લાગતું હતું. ત્યારે ઠેકાણે ઠેકાણે, જાઇ, જુઇ, ચંબેલી, મોઘરો, ગુલાબ અને કરેણના ઉત્તમ વૃક્ષોથી છવાયેલી આ પર્ણકુટી કેવળ સ્વર્ગના બગીચાઓનું ધ્યાન આપતી હોય, તેમ ભાસતું હતું. એટલુંજ નહી પરંતુ તેના અંદર જોવામાં આવતી ગૌશાળાઓ, પાઠશાળાઓ, અને યજ્ઞશાળાઓએ, ઉકત પર્ણકુટીને ખાસ દેવભૂમિ તરીકે નિર્માણ કરી હોય, તેમ કહેવામાં કાંઇપણ અતિશયોક્તિ નથી. આ પવિત્ર ભૂમિની અંદર જયારે યોગ્ય રચનાઓ રચવામાં આવી હતી, ત્યારે તેના મધ્ય ભાગમાં એક ભવ્ય મંડપ, શણગારવામાં આવ્યો હતો, જે વિવિધ પ્રકારના રંગ બેરંગી વસ્ત્રોથી સંપૂર્ણ આચ્છાદિત હતો. તેની ચારે તરફ આસોપાલવ અને આમ્ર વૃક્ષોના માંગલીક પત્રોના સુંદર તોરણો લટકાવી દેવામાં આવ્યા હતા, ત્યારે તેના દરેક સ્થંભોને કેળોના લીલા સ્થંભોથી, ઢાંકી દેવામાં આવ્યાં હતાં, અને તેની વચમાં શ્રોતાઓ માટે ઉત્તમ શેત્રંજીઓ બીછાવી દેવામાં આવી હતી. અને તેમાં સ્ત્રી પુરૂષોની મર્યાદા ખાતર યોગ્ય બેઠકો માટે પુરતી ગોઠવણો રચવામાં આવી હતી. આ મંડપ માંહે લોકોની આવજા થવાને માટે ચાર દરવાજા નિર્માણ કરવામાં આવ્યા હતા. જેના દરેક દ્વાર પાસે આવકાર દેવા માટે અથવા સુલેહ માટે બબ્બે રક્ષકો રાખવામાં આવ્યા હતા. પાઠકગણ ! આ ઉત્તમ મંડપ ઉપરની ધજાઓ જાણે આવનાર મનુષ્યોને આવકાર આપતી હોય, તેમ મોટે અવાજે ફરકતી હતી, અને તેના ઉપર પડેલા સૂર્યના પ્રકાશથી તે જાણે સુવર્ણથી મઢેલી હોય, તેવી લાગતી હતી. આ વખતે માત્ર સાતેક વાગ્યા હોય, તેમ જોનારને અનુભવમાં આવી શકતું હતું. તે વખતે આ પર્ણકુટીના મહા પુરૂષ **મહાત્મા સુબોધાચાર્ય** પણ પોતાના નિત્ય કર્મથી નીવૃત્ત બની શિષ્યો સહવર્તમાન ગૌશાળા તરફ ફરતા હોય તેમ જોવામાં આવતું હતું. જોકે તેઓ ત્યાગી હતા, યોગી હતા, ભોગી ન હતા, પરંતુ પ્રાચિન મુનીયોની પ્રણાલીનું મુખ્ય કર્તવ્ય એ હતું કે, પોતાની પર્ણકુટીના વૃક્ષોની અને ગૌઆદિ પશુઓની તેઓ જાતે પરિચર્યા કરતા હતા.

વાંચનાર ! પોતાને થયેલા આમંત્રણ મુજબ વખત થઇ જવાને લીધે નગરવાસિયો પણ, સ્ત્રિયો અને બાળકો સહવર્ત્તમાન, ક્રમે ક્રમે આ પર્ણકુટીમાં આવતા જણાતા હતા, અને સમગ્ર મંડપ જોતજોતામાં સંપૂર્ણ રીતે ભરાઇ ગયો કે તુરતજ એક બાજુથી વખત સુચવણી માટે તામ્ર ઘંટનો નાદ થયો, અને મહાત્મા સુબોધાચાર્ય પણ દેવોથી વિંટાએલા બ્રહસ્પતિની માફક પોતાના તેજસ્વી શિષ્યો સહવર્ત્તમાન ત્યાં આવી પહોચ્યા. આ મહા પુરૂષે જ્યારે મંડપના અંદર પ્રવેશ કીધો ત્યારે શ્રોતાજનોએ તેમને આનંદના ઉદ્દગારોથી વધાવી લીધા. પ્રથમ આ ભવ્ય મંડપના અંદર તે મહાપુરૂષની આજ્ઞાનુસાર સ્વસ્તિવાચન અને શન્તિ પ્રકરણ વિગેરે વેદ મંત્રોના કલ્યાણકારક ધ્વનિયો થવા લાગ્યા તથા બીજા અનેક મંત્રો વડે પરમાત્માની પ્રાર્થના કર્યા પછી તે માંહેલા, એક મુખ્ય શિષ્યે નીચે પ્રમાણે વિવેચન કર્યું

શિષ્ય બોલ્યો કે હે ! શાન્તિ નગરના સુજ્ઞજનો અને શુશિલ બહેનો ! આજનો પવિત્ર દિવસ આપણા સર્વેના માટે ઘણોજ આનંદ સુચક, અને આવકારદાયક છે કારણજે સર્વ શાસ્ત્રને સંમત અને રાજા તથા પ્રજા ઉભય પક્ષને લાભદાયિ, એવા એક, ખાસ વિષય ઉપર મહાત્માશ્રી સુબોધાચાર્ય આજે, આપણા સમક્ષ ઘણું ઉત્તમ અને અસરકારક વિવેચન કરશે. વળી કહેવાને ઘણો આનંદ ઉપજે છે કે આપ સભ્યજનોના પધારવાથી, અમારી પર્ણકુટીની શોભામાં વિશેષ વધારો થયો છે. એટલુંજ નહીં પણ તમો હાજર થયેલાની મોટી સંખ્યા એમ સાબિત કરે છે કે, આવો ઉપયોગી વિષય જાણવાને અને સમજવાને તમો મોટી ઉમેદ ધરાવો છો તે ખચીતજ તમારા શ્રેયના બીજા સાધનોમાંનું, આ એક ખરૂં અને ઉપયોગી સાધન ગણાય.

આટલું કહીને તેણે ઉક્ત મહાત્માશ્રીને વિવેચનરૂપી અમૃત જળનું પાન કરાવવા માટે વિનયવડે પ્રાર્થના કરી, અને તુરતજ આ મહાપુરૂષ લોકોની તાળીયોના ગડગડાટ વચ્ચે ઉભા થયા, જે વખતે ચારે તરફથી તે મહાપુરૂષના ઉપર પુષ્પોની વૃષ્ટિઓ થવા માંડી અને સમગ્ર મંડપ જાણે આનંદથી છવાઇ ગયો હોય, તેમ ભાસતો

હતો. પછી આચાર્યશ્રીએ પોતાના આસન ઉપર આવી પ્રથમ પરમેશ્વરની પ્રાર્થના કરી જે વખતે તેઓ પોતાના તપોબળ વડે કરીને અપૂર્વ શોભાને આપતા હતા. આમ પ્રભુ પ્રાર્થના કર્યા પછી તેઓએ પોતાના વિષયનું મંગળાચરણ કર્યું.

પ્રથમ તેઓ નગરવાસીયોને ઉદ્દેશીને આ પ્રમાણે બોલ્યા કે હે સભ્યજનો અને પવિત્ર સ્ત્રિયો ! પ્રાચિન મુનિયોના સિદ્ધાંત મુજબ વિદ્યા સંપાદન કરવા આવેલા શિષ્યોને, અનેક વિદ્યાઓનું જ્ઞાન આપી, તેના જીવન પ્રવાહને નિર્મળ બનાવવો, તે અમો ગુરૂઓની બીજી ઇચ્છાઓમાંની એક મુખ્ય ઇચ્છા હોય છે. અને તદનુસાર અત્રેનો કાર્યક્રમ પણ ઇશ્વર કૃપાવડે ચાલીજ રહ્યો છે, છતાં એક ઉત્તમ વિષય ઉપર વિવેચન થવાનું હોવાથી અને તે તમારા સર્વેને માટે અત્યંત શ્રેયસ્કર હોવાને લીધે, તેવે વખતે તમોને સન્નિધ રાખવાનું યોગ્ય માની તમો પુરવાસીયોને પ્રેમપુર્વક આમંત્રણ કરવામાં આવેલું છે જેથી તમારા હાજર થવાથી હું ઘણોજ પ્રસન્ન થયો છું વળી તમારા પ્રસન્ન વદનો પરથી તમારો સાંભળવાનો ઉત્સાહ, પણ સ્પષ્ટ રીતે સમજી શકાય છે. કે જે ઉત્સાહ મારા બોલવાના ઉત્સાહમાં કાંઇ વિશેષ વધારો કરશે ખરો.

પાઠક ગણ ! વિવેકથી ઝબોળેલા આ મહા પુરૂષના અમૃત તુલ્ય વચનોથી, જાણે શ્રોતાજનો કેવળ હર્ષઘેલા બન્યા હોય, તેવું લાગતુ હતું. જ્યારે તેમાંના કેટલાકોએ તેમને મસ્તકો નમાવી પ્રણામ કર્યા, ત્યારે કેટલાકોએ વાણી વતી જય થાઓ! જય થાઓ ! તેવા મોટા અવાજો કીધા, અને તુરતજ મહાત્મા શ્રી સુબોધાચાર્ય પોતાનું વિવેચન આગળ વધાર્યું

તેઓશ્રી બોલ્યા કે હે વત્સો અને પવિત્ર પુત્રીયો ! પરમાત્માની શક્તિ વડે ઉત્પન્ન થયેલા આ જગત્માં, જ્યારે કેટલાક પદાર્થો એવા તો ચમત્કારીક છે, કે તેઓને ઉપયોગમાં લેવા કે સમજવાની વાત તો અલગ રહી, પરંતુ તેવા અગમ્ય પદાર્થોને ઓળખવા, કે તેની સમીપ સુદ્ધા પહોંચવું, તે મનુષ્ય બુદ્ધિની બહાર મનાય છે અર્થાત્ તેનું જ્ઞાન થવું પણ મુશ્કેલ છે. પછી તે જડ હોય કે ચેતન

હોય ત્યારે કેટલીક વસ્તુઓ એવી પણ મોજુદ છે, કે જેને એક બીજાના પરિચયમાં મુકી તેના વડે અનેક લાભો ઉઠાવી શકાય છે. સભ્ય જનો! આ વખતે જડ પદાર્થને છોડી દઈએ તો લોક વ્યહવારમાં મનુષ્ય વ્યકિત એક બીજાને કેટલે અંશે ઉપયોગમાં આવી શકે, અને તે એક બીજા સાથે કેટલે દરજજે સંબંધ ધરાવી શકે, તે સમજવું કાંઇ મુશ્કેલ નથી. માત્ર વિચારવાનું એ છે કે કઇ વ્યકિત કોના સાથે રહીને સૌથી ઉંચામાં ઉંચો દરજ્જો ભોગવી શકે છે. સાંભળો! આ દુનિયામાં કાકાઓ, મામાઓ, શ્વસુરો, જામાત્રો, અને કુટુંબીઓ, વીગેરે જુદા જુદા સંબધીઓ એક બીજા સાથે નિકટ સંબંધ ધરાવતા હોય તેમ જણાય છે. પરંતુ સૃષ્ટિ ઉપર એક બીજા સાથે સંબંધ ધરાવવાથી મનુષ્ય વ્યકિતઓ માટે તપાસ કરવાનો નિર્ણય, આટલે-થીજ પૂર્ણ થતા નથી. બલ્કે તેથી પણ આગળ પહોંચવા માટે ઇન્સાનને પોતાની બુદ્ધિનો સદુપયોગ કરવા સારૂ મહાન ક્ષેત્ર મોજુદ છે.

શિષ્ય—મહારાજ! આપનું કહેવું સર્વથા સત્ય છે. પરંતુ સંસાર ભરમાં ગુરૂ શિષ્યનો સંબંધ, જેટલો નિકટ છે, તેટલો નિકટ સંબંધ, અન્ય વ્યકિતઓ વિષે ભાગ્યેજ ઘટી શકે.

આચાર્ય—હે વત્સ! તારૂં કહેવું છે તો યથાર્થ. પરંતુ ઘર કામમા વસનાર મનુષ્ય જેમ બહારના કામોથી બીનવાકેફ રહે, તેમ તે વાત તું હવે પછી સમજીશ. કારણ જે અગાધ જળથી ભરેલા સમુદ્રો કાયમ હોવા છતાં, સરોવરમાં વસ-નારા પ્રાણીઓ જેમ તેને જોઈ શકતા નહી હોવાથી, તેઓ એમજ સમજે છે કે દુનીયા પર આ એક મોટામાં મોટું જળાશય છે, તેમ હે તાત! ત્યાગીઓની પર્ણકુટિયોમાં વસનાર અને ગુરૂઓના આશ્રમોમાં રહેનાર બ્રહ્મચારિયોને, દુનીયાની બીજી બાબતોનું જ્ઞાન સંપૂર્ણ રીતે હોઈ શકતું નથી, અને તેથીજ તારા માનવામાં જેટલું સત્ય છે, તેટ-લુંજ ખામી ભરેલું ગણાય. વળી માતા પીતાથી છુટો પડેલો બ્રહ્મચારી સીધોજ ગુરૂ જનના સ્વાધિનમાં આવી વસેલો હોવાથી, તેને ગુરૂ ઉપરજ પ્રેમ, શ્રદ્ધા, અને પૂજ્ય-ભાવ રહે તે વાત પણ સ્વભાવિક છે. પરંતુ હે વત્સ! તે સંબંધ જેટલો બ્રહ્મચર્યાશ્રમમાં જોવામાં આવે છે તેટલોજ

ગૃહસ્થાશ્રમી થવા પછી પ્રકાશ આપતો નથી. જેથી તપાસ કરતાં ગુરૂ શિષ્ય વચ્ચેનો સંબંધ છે તો શ્રેષ્ઠ, નિકટ, અને કાયમ નિભાવવા લાયક, પરંતુ તેનો ખરો અમલ ત્યાં સુધી થઇ શકે છે કે જ્યાં સુધી તે ગુરૂ સમીપ રહેતો હોય, જેથી એક બીજા સાથે સબંધ ધરાવનારી મનુષ્ય વ્યકિતઓ હજી કોઇ બીજી હોવી જોઇએ.

શિષ્ય—ત્યારે શું ગ્રહસ્થાશ્રમાં થયા પછી સ્ત્રી અને પુરૂષ વચ્ચેના સંબંધને, આપ તેવો સબંધ માનો ખરા કે?

આચાર્ય—તે સંબંધ ગણાય તો નિકટ, વળી શાસ્ત્રાકારોના મત પ્રમાણે તે સંબંધ પણ પૂર્વ જન્મના ખાસ સંસ્કારો વડે જોડાયલો હોવાથી લોક વ્યહવારમાં અને દુનીયાના અન્ય કાર્યોમાં એક બીજાથી લાભ પહોચાડવા માટે મોટી મહત્તા ધરાવે છે. છતાં હે વત્સ! તેઓ એક બીજાની ગેરહાજરીમાં સ્વયં નિભાવ કરી શકતા હોવાથી આપણે સર્વાંશે તેને તેવી કોટીમાં ગણી શકીએ નહીં કે જેવો સંબંધ આપણે જાણવા ઇચ્છીએ છીએ.

શિષ્ય—ત્યારે હે ભગવન્! આ સૃષ્ટિમાં પીતા અને પુત્રનો સંબંધ જેટલે અંશે નિકટ અને મજબુત છે, તેટલે અંશે અન્ય-વ્યકિતઓમાં સંભવ તો નથી, તેમ તમારૂં માનવું હશે.

આચાર્ય—હે વત્સ! ખરેજ તારી તર્ક શકિત ઘણીજ પ્રશંસનીય છે કારણજે તે સંબંધ પણ તેવોજ ચમત્કારી છે ક જેવો તું માને છે. વળી કોઇ એક કવિએ કહ્યું છે કે “પુત્ર પ્રાણથી અધિક પ્રિય” અર્થાત્ પુત્ર એ પીતાને પ્રાણથી પણ વિશેષ પ્રિય છે. બેશક તેમાં શક નથી કે પીતા તે એક સુપુત્ર માટે સંસારજળ તરવાની ઉત્તમ નૌકા છે તથા તેજ પ્રમાણે પુત્ર પણ એક ભાગ્યશાળી પીતાના માટે પુત્ નામના નરકમાંથી તારનાર એટલે ઘણા દુઃખોથી મુકત કરનાર છે. પરંતુ હે શિષ્ય! તે બને વ્યકિતઓ પણ એક બીજાની ગેરહાજરીમાં સુરક્ષિતપણે રહી શકતી હોવાથી

આવો નિકટ સંબંધ ધરાવનાર પીતા પુત્ર કરતાં પણ વધુ સંબંધ ધરાવનારી કોઇ ખાસ વ્યકિતઓ હું તમો કહી સંભળાવું છું કે જેને જાણ્યા પછી તમોને ચાલું વિષય માટે વધુ સમજ પડશે.

શિષ્ય—મોટી કૃપા ભગવન્ '

આચાર્ય—સાંભળો. યદ્યપિ ઉપર ગણાવેલા કાકાઓ, મામાઓ, શ્વસુરો, જામાત્રો, પીતાઓ, પુત્રો, સ્રીયો, પતિઓ, કુટંબીઓ, અને અન્યમિત્ર વર્ગો, વિગેરે મનુષ્ય વ્યકિતઓ એક બીજા સાથે સાધારણથી લઇને વિશેષમાં વિશેષ સબંધ ધરાવે છે ખરી, અને તેઓનાથી તેઓ આપસ આપસમાં લાભ પણ ઊઠાવે છે ખરા, એટલુંજ નહિ પણ આ સમગ્ર સંસાર ચક્ર પણ તેવા બંધારણને લઇનેજ ચાલી રહ્યું છે, તેમ કહેવામાં પણ બહુ ગેરવાજબી નથી. પરંતુ હે તાત ! આ દુનિયાની સપાટી ઉપર (૨) એવી વ્યકિતઓ હયાતિ ધરાવે છે, કે જે વ્યકિતઓ આપસ આપસમાં એક બીજાથી લેશ પણ વિખુટી રહેવા યોગ્ય નથી. અથવા આ પંચ મહાભુતના બનેલા શરીરમાં જેમ જીવાત્મા અને તેનો પાળક પરમાત્મા, બન્ને વ્યકિતઓ વિચરે છે, તેમ આ સંસાર પ્રદેશમાં તે બન્ને વ્યકિતઓ સાથેજ રહેવા વાળી છે. એટલુંજ નહિ પરંતુ હે વત્સ ! તે બન્ને વ્યકિતઓ એટલી મહત્તા ધરાવે છે, કે જેમ શરીર પ્રદેશમાંથી જીવાત્મા અને તેનો પાળક પરમાત્મા નિકળી ગયા પછી આ સ્વરૂપવાન શરીર પણ નિર ઉપયોગી ગણાય છે, તેમ સૃષ્ટિ ઉપર વિચરતી આ બન્ને વ્યકિતઓની હાજરી વિના, આ સમગ્ર જગત કેવળ સાર વિનાનું થઇ પડે છે તેમાં લેશ પણ સંશય નથી.

શિષ્ય—હે ભગવન્ ! આપના અર્થસુચક વાકયો વડે, અમો શ્રોતાજનો ઘણાજ તાજુબ થઇ ગયા છીએ, વળી જે વ્યકિતઓના માટે આપના તરફથી અમોઘ વિવેચન કરવામાં આવ્યું છે, તે વ્યકિતઓ કઇ કઇ અને કયા કયા

નામો વડે વિભુષિત છે, તેનો સાથેજ ખુલાસો કર્યો હતે, તો તેને સાંભળવાની અમારી ચાલુ અધીરાઇમાં, આટલો વધારો થતે નહી. તેથી હે પ્રભુ! જેના વડે આ તમામ જગતનો ઠાઠ ચાલી રહ્યા છે અને જેની હયાતી હોવાથી આ તમામ દુનિયા શોભી રહી છે, તેવી તે બન્ને વ્યક્તિઓને સંસારમાં કયા કયા નામો વડે ઓળખી શકાય છે તેનો સત્વર ખુલાસો કરો.

પાઠક ગણુ! આ વખતે નગરવાસીયો પણ એવી અનહદ સબંધ ધરાવનારી વ્યક્તિઓ માટે, આચાર્યશ્રી આગળ, શું ખુલાસો કરશે તે સાંભળવા માટે અધિરાં થઇ ગયા હતા.

**આચાર્ય**–હે શિષ્યો અને નાગરિકો ' સાંભળો મારા તરફથી વખાણવામાં આવેલી તે બન્ને વ્યક્તિઓને આ જગતમાં " **રાજા, અને પ્રજા** " એવા દિવ્ય નામોથી ઓળખી શકાય છે; વળી આ બન્ને શબ્દો માત્ર બોલવામાંજ જુદા છે. પરંતુ તેઓ એક બીજાના લાભ, હાની, ઉન્નતિ, અવનતિ, સુખ, અને દુઃખ, સાથે, એટલી તો ઐકયતા ધરાવે છે, કે દુનિયા ઉપરના કોઇ પણ વ્યક્તિઓ આવો એક બીજા સાથે ગાઢો સબંધ ધરાવતી હોય, તેમ સાબીત થઇ શકતું નથી અર્થાત્ રાજા, અને પ્રજા, માત્ર જોવામાંજ જુદા છે. પરંતુ તેઓ આતરિક દૃષ્ટીથી એક બીજાને મોટું પોષણ આપવાવાળા છે.

**શિષ્ય**–મહારાજ! ધન્ય છે. આપના તરફથી આવા ઉત્તમ ખુલાસા વડે, આ નાગરિકો સહવર્તમાન અમો એક મહાન વિષય જાણવાને ભાગ્યશાલી થયા છીએ અને આપને વારંવાર પ્રણામ કરી પુછીએ છીએ કે, હે ભગવન્! સૃષ્ટી ઉપર વિચરતી તે બન્ને વ્યક્તિઓ રાજા અને પ્રજા, આ રાજા છે અને આ પ્રજા છે, એમ કયા કારણ વડે ઓળખી શકાય છે અથવા કહી શકાય છે, તે કહો.

**આચાર્ય**–હે શિષ્ય! સાંભળ. બળ અને બુદ્ધિ વડે કરીને દુનિયાના અમુક ભાગ ઉપર જેણે પોતાની સત્તા પ્રસરાવેલ છે, તેને

આ સૃષ્ટીની અંદર એક રાજા તરિકે ઓળખી શકાય છે, અથવા કહી શકાય છે. અને તેજ સતાની નીચે વસનાર હરકોઈ મનુષ્યને એક પ્રજા તરીકે કહી શંકાયય છે, અર્થાત્ ઓળખી શકાય છે.

શિષ્ય--ત્યારે આપના જણાવ્યા મુજબ તો આ રાજાની અંદર કોઇ દિવ્ય વિભુતિઓ હોય, તેમ કહી શકાય ખરૂં.

આચાર્ય-હા, તેમજ છે.

શિષ્ય—તેના સબંધમાં શાસ્ત્રવેત્તાઓ શું કહે છે તે કૃપા કરી કહો.

આચાર્ય-હે વત્સ! ઉપરોકત રાજાના અંદર દિવ્ય ગુણોના વસવાટ માટે, અનેક શાસ્ત્રકારો પોત પોતાના અભિપ્રાયોનું ખાસ દિગ્દર્શન કરાવી ગયા છે. છતાં લોક મર્યાદાના કાયદા બાંધનારાઓના શિરોમણી ભગવાન્ મન્વાચાર્ય, તેના સબંધમાંઆપણને શું જણાવેછે, તેનુ નિરક્ષણ કરીએ. આ સમર્થ પુરૂષ પોતાના મનુસ્મૃતિ નામના ઉપયોગી ગ્રંથમાં, રાજ ધર્મ સુચક સાતમા અધ્યાયની અંદર, રાજાનું પૂર્વ સ્વરૂપ શું છે તેનું સ્પષ્ટિકરણ કરતાં લખે છે કેઃ—

" इन्द्रानिलयमार्काणा, मग्नेश्चवरुणस्यच ।
चंद्रवित्तेश-योश्चैव. मात्रानिर्हृत्यशाश्वती ॥

અર્થ--ઈંદ્ર, વાયુ, યમ, સુર્ય, અગ્ની, વરૂણ, ચંદ્ર અને કુબેર, આ આઠ લોકપાળોના સનાતન અંશોને ગૃહણ કરી પરમાત્મા તરફથી રાજા, એવી એક વ્યક્તિને ઉત્પન્ન કરવામાં આવે છે. અર્થાત્ તેવા દિવ્ય ગુણોના અંશોવડે યુકત પુરૂષ રાજા તરિકે જન્મે છે.

यस्मादेषां सुरेन्द्राणां, मात्राभ्योनिर्मितोनृपः ।
तस्मादभिभवत्येष, सर्व भूतानि तेजसा ॥

અર્થ—અને ઉપર રહેલા સુરેન્દ્રોના અંશો વડે નિર્માણ થયેલો તે રાજા, પોતાના તેજવતી સમગ્ર પ્રાણીયો પર મહત સત્તા ભોગવે છે, તેથી હે વત્સ ! ભગવાન મનુજીના કહેવા પ્રમાણે.

बालोऽपिनावमंतव्यो, मनुष्यइति भूमिपः ।
महतिदेवता ह्येषा नरूपेण तिष्ठति ॥

અર્થ—(પોતાનો) રાજા, બાળક હોય તો પણ તેને સાધારણ મનુષ્ય માની કદિપણ અપમાન કરવું નહી કારણકે મનુષ્ય રૂપે છતાં તે સુરેન્દ્રની વિભુતિયોથી વિભૂષિયોથી વિભૂષિત થયેલો રાજા, દેવ રૂપે ગણાય છે.

તદનુસાર હે શિષ્ય! આપણી આર્ય પ્રજા પોતાના **શાહેનશાહ પંચમ જ્યોર્જ** અને આર્ય વર્તમાં અન્ય દેશી રાજ્ય વંશીયોના અંદર દેવસ્વરૂપ અવલોકી પુજ્યભાવ માનવા માટે અન્ય દેશોની પ્રજાઓ સમક્ષ ઘણો ઉંચો દરજ્જો ભોગવે છે જે તેના પ્રજા ધર્મ મુજબ સર્વ પ્રકારે શ્રેષ્ટ છે.

વળી તેવા દેવસ્વરૂપ (પોતાના) રાજા સાથે, કોઇપણ પ્રકારનો દ્રોહ નહી કરવા બદલ, ખાસ યાદી આપતાં તે મહાપુરૂષ જણાવે છે, કે.

**तयस्तु द्वेष्टि संमोहात्साविनश्यत्य संशयम् ।**

અર્થ—અજ્ઞાનને વશ થઇને જે મનુષ્ય (પોતાના) રાજા સાથે દ્વેષ કરે છે તે અવશ્ય નાશને પામે છે. અર્થાત્ તેની સત્તા સામે રાગ દ્વેષ વાળુ વર્તન કરવું તે રાજ્યદ્રોહ લેખાય છે. અને તેમ કરવા વાળા દ્રોહી પુરૂષો વિનાશને પ્રાપ્ત થાય, એ વાત્ શાસ્ત્ર સંમત અને નિર્વિવાદ ઠરી. શિવાય હે વત્સ! (પોતાના) રાજાની ઇચ્છાનુકુળ વત નથી પ્રજાને થતા લાભો અને પ્રતિકુળ વર્તનથી થતા ગેરલાભો માટે ભગવાન્ મનુ મહારાજ લખે છે કેઃ—

**"यस्य प्रसादे पद्मा, श्री विजयश्च पराक्रमे ।**
**मृत्युश्च वसति क्रोधे, सर्व तेजोमयोहिसः ॥"**

અર્થ—જેની પ્રસન્નતામાં મોટી લક્ષ્મી રહેલીછે, પરાક્રમમાં વિજય રહેલો છે અને જેના ક્રોધમાં અવશ્ય મૃત્યુ રહેલું છે તે રાજા સર્વ તેજોમયનો સમૂહ ગણાયછે. અથાત્ તેવા દેવ સ્વરૂપ (પોતાના) રાજા નો સર્વ પ્રકારે સત્કાર કરવો તેજ સર્વદા કલ્યાણકારક છે.

શિષ્ય—હે ભગવાન્! આપ શ્રીના કહેવા મુજબ (પોતાના) રાજા, માં પુજ્ય ભાવ માન્યા પછી મનુષ્ય માટે શું કર્તવ્ય છે તે કૃપા કરી કહો.

આચાર્ય–હે વત્સ ! મનુષ્ય માત્રે રાજામાં પુજ્યભાવ માનીનેજ બેસી રહેવાનું નથી, પરંતુ ( પોતાના ) રાજાના રાજ્યની આબાદીના ખાતર તેઓએ "રાજ્યસેવા" નામની રાજા પ્રત્યેની એક મહાન ફરજ અદા કરવાની છે, કે જેની આવશ્યકતા જણાવવા માટે આજનો ચાલુ વિષય નિર્માણ કરવામાં આવ્યો છે. હે તાત ! આ "રાજ્ય સેવા" ઘણીજ આવશ્યક છે અને તે મોટું મહત્વ ધરાવેછે; જેથી મનુષ્ય માત્રે તેનું પ્રેમપૂર્વક પાલન કરવું જોઇએ.

શિષ્ય—હે ભગવન્ ! "રાજ્ય સેવા" કરવા માટે મુખ્ય ફરજ કોની છે?

આચાર્ય–પ્રજાની. ગુરૂએ પ્રત્યુત્તરમાં ખુલાસો કર્યો.

શિષ્ય—એટલે ?

આચાર્ય–એટલે કે આપણ સમગ્ર હિંદવાસીઓએ બ્રિટિશ સામ્રાજયની "રાજય સેવા" ખંત અને ચીવટપૂર્વક બજાવવી, તે આપણું ખાસ કર્ત્તવ્ય અને મુખ્ય ફરજ છે. આચાર્યે જવાબમાં સ્પષ્ટિકરણ કર્યું.

શિષ્ય—તેનું સ્વરૂપ શું ?

આચાય -હે વત્સ ! સાંભળ. આપણા બ્રિટીશ સામ્રાજય તરફથી આપણ પ્રજાવર્ગ માટે જે જે કાયદાઓ નિયત કરવામાં આવે અથવા બહાર પાડવામાં આવે તે તે કાયદાઓ અને હુકમોને પ્રેમપૂર્વક માન આપી તેને સર્વ પ્રકારે સાનુકુળ રહેવું તથા તન, મન, અને ધનથી સુદ્રઢ બનાવવામાં પ્રવર્ત્ત થવું તે "રાજ્ય સેવાનું" વાસ્તવીક સ્વરૂપ છે.

શિષ્ય—આપના જણાવ્યા પ્રમાણે તો હે પ્રભુ ! આ "રાજ્ય સેવા" પણ તેટલુંજ મહત્વ ધરાવતી જણાય છે કે જેટલું રાજામાં પુજ્યભાવ માનવા માટે આપ જણાવી ગયા છો.

આચાર્ય–હે વત્સ ! તેથી પણ વિશેષ. સમજ કે રાજામાં પુજ્યભાવ માનવો તે માત્ર રાજાનેજ સુખપ્રદ છે પરંતુ "રાજ્ય સેવા" એ કાર્ય તો રાજા પ્રજા ઉભય પક્ષને લાભદાયિ હોવાથી તેના કરતાં વિશેષ માનપ્રદ્ય છે.

શિષ્ય—હે ભગવાન્ ! આ "રાજ્યસેવા" કેવા પ્રકારે કરવી જોઇએ અથવા આપણે પ્રજા શું શું કાર્ય કરીયે કે જેથી "રાજ્ય-સેવા,, કરી ગણાય ?

પાઠકગણુ ! શિષ્યે કરેલા પ્રશ્નના જવાબમાં આચાર્યશ્રી બોલ્યા જે હે વત્સો અને સુજ્ઞ નાગરીકો ! હવે હું તમારા સમક્ષ "રાજ્ય-સેવા" કેવા પ્રકારે કરવી જોઇયે તેનું યથા મતિ વર્ણન કરૂં છું, જેનું ધ્યાનપૂર્વક શ્રવણ કરો. આ વખતે સભા મંડપમાં સાંભળો સાંભળોના પોકારો થઇ રહ્યા અને આચાર્યશ્રીયે પોતાનું વિવેચન આગળ વધાર્યું અને તેઓશ્રી બોલ્યા જે હે ભાઇયો ! પ્રથમ પ્રજા વર્ગે રાજ્યમાં—બ્રિટીશ સામ્રાજ્યમાં તમામ પ્રકારે સુલેહ અને શાન્તિ જળવાય તેવાજ કામોમાં પ્રવર્ત્ત થવું જોઇયે પરંતુ તેથી વિપરિત જેવાં કે સુલેહનો ભંગ કરે તેવા કાર્યો કદાચ સ્વાર્થદાયિ પણ હોય છતાં ઝેરથી વ્યાપ્ત અમૃતની માફક તેને તુરતજ તજી દેવા જોઇએ. વળી જે જે પ્રકારે રાજા રાજ્યની આબાદીના માટે યોજનાઓ ઘડે તે તે યોજનાઓની વિશેષ જાળવણી રહે અથવા તેની મજબુતાઇમાં વધારો થાય, તેવા ઉપાયો લેવા જોઇયે; પ્રજાની સંભાળ માટે રાજ્યમાં જે જે જગ્યોએ રાજ્યના પ્રતિનિધિયો યાને હાકેમો રાખવામાં આવ્યા હોય, તે તે હાકેમોને તેઓના તમામ કાર્યોમાં ત્યાં ત્યાંની પ્રજા વર્ગે, કિંમતી મદદો આપવી જોઇયે, એટલુંજ નહી પરંતુ પ્રજા વર્ગે પોતાના વચ્ચે થતા બખેડાઓ બંધ કરવા જોઇયે એટલે કે તેવા બખેડાની ભાંજગડોમાંથી રાજ્યને નિવૃત રાખવું જોઇયે વળી રાજ્યમાં થતા ગુન્હાઓ પ્રજાયે રાજ્યની નિગાહમાં મુકવા અથવા રાજાએ જાણ્યા પછી તેનો અટકાવ કરવાના કામમાં પ્રજાયે માર્ગદર્શક થવું પરંતુ તે ગુન્હાઓ છુપાવવા નહિં; કારણ જે તેમ કરવાથી રાજ્યને મોટી તકલીફ પડે છે, અને ગુન્હેગારોનું

જોર વધી પડવાથી પ્રજાને હરેક રીતે પીડા પહોંચે છે, વળી દેશકાળને અનુસરીને રાજ્યની આબાદીના માટે પ્રજાના પ્રતિનિધિઓએ રાજ્યને યોગ્ય સલાહો આપવી, અથવા તેવા સમયે રાજ્ય તરફથી જે જે ઉપાયો સુચવવામાં આવે તેમાં પ્રજા વર્ગે એકમત થવું. રાજ્યમાં ધર્મના તત્વો એવી રીતે ફેલાવવા જોઇએ કે જેના વડે અત્યાચારીઓથી થતા અત્યાચારો બંધ પડે, અને નાદાન માણસોની સંભાળ માટે રાજ્યને પડતી તકલીફમાં ઘટાડો થાય. મતલબ નીતિ વિશેષ જ્ઞાનનો ફેલાવો કરવો તેજ ધાર્મિક સંસ્થાઓનો મુખ્ય ધર્મ છે, નહિ કે અપ્રમાણિક વિવાદો કરી રાજ્યની ઉપાધિમાં વધારો કરવો. પ્રજાની તંદુરસ્તી માટે રાજ્ય તરફથી જે જે ફરમાનો કાઢવામાં આવે તેનો પ્રજા વર્ગે બહુજ આદરપુર્વક સત્કાર કરવો, અને બીજાઓને તે પ્રમાણે વર્તન કરવા ભલામણો કરવી. દૈવયોગે રાજ્યમાં દુષ્કાળ કે એવા કોઇ અકાળ મૃત્યુ ઉપજાવનારા વ્યાધિઓરૂપી મહાસંકટ આવી પડે તેવે વખતે પ્રજાના સંકટ નિર્વાણાર્થે રાજ્ય તરફથી જે જે બંદોબસ્ત કરવામાં આવે તે તે બંદોબસ્તને પ્રજાના શ્રીમાન્ અને સાધારણ વર્ગોએ એક અવાજે ઉપાડી લઇ રાજ્યના હાથ સાથે હાથ મેળવી, તેના તે કાર્યોમાં યોગ્ય સુગમતા કરી દેવી જોઇએ. પ્રજાના રક્ષણ અને સુખાકારી માટે રાજ્યને જુદા જુદા ખાતાઓ મારફત મોટો વ્યય કરવો પડે છે જે તેને પ્રજા તરફથી મળતી મહેસુલ અને જકાત વિગેરે બીજી ખાસ આવકો ઉપર નિર્ભર છે. તેથી આ નાણાંઓ તેને નિયમ પ્રમાણે પહોંચતા કરવા જોઇયે. રાજ્યની આબાદીનો મુખ્ય આધાર તેના ભંડાર કોશ ઉપર છે તેથી તેમાં ગેરવ્યાજબી ઘટાડો થાય તેવું કોઇ પણ આચરણ પ્રજા વર્ગે કરવું જોઇએ નહીં. પરંતુ તેમાં વધારો થાય તેવી ઇચ્છાઓ રાખવી જોઇયે. હે વત્સો ! વિશેષ શું આ વિષય એટલો વિશાળ છે કે તેના વિવેચન માટે બોલવાનો કે લખવાનો જેટલો વિસ્તાર કરીયે તેટલો ઓછોજ ગણાય ? તેથી માત્ર એટલુંજ કહેવું બસ છે કે વડીલોની મર્યાદા સાચવવાવાળો સુપુત્ર જેમ માતા પીતાને સર્વ પ્રકારે સાનુકુળ રહી તેની આજ્ઞાનું પાલન કરવામાં તત્પર રહે છે તેમ આપણે પ્રજા વર્ગે પણ આપણા રાજ્યની

બ્રિટિશ સામ્રારાજ્યની "રાજ્ય સેવા" નું પરીપાલન કરવું જોઇયે. એજ આપણું ખાસ કર્ત્તવ્ય અને મહાન ફરજ છે.

પાઠકગણુ! આવા અમુલ્ય વાકયોના શ્રવણામૃત પછી શિષ્યો સહુવર્તમાન નાગરિકો ઘણાજ ખુશીને પ્રાપ્ત થયા અને આચાર્યશ્રીની વિવેચન કરવાની શૈલી માટે તેઓ એક અવાજે પ્રસંસા કરવા લાગ્યા.

શિષ્ય—હે ભગવન્! ધન્ય છે. આવા ઉપયોગી વિષયનું જ્ઞાન આપી ખચીતજ આપે અમોને તથા આ મંડપમાં બેઠેલા નાગરિકોને કૃતકૃત્ય કર્યાં છે. હે પ્રભુ! એ ઉપયોગી વિષય જાણવાની મારી મનોવૃત્તિ હજુ તૃપ્ત થતી નથી જેથી હે નાથ! હું પુનઃ પ્રશ્ન કરૂં છું કે આપે જણાવેલી હકીકત શિવાય આ "રાજ્ય સેવા" ના સંબંધમાં કાંઇ વિશેષ જાણવાનું હોય તે પણ કૃપા કરીને કહો.

આચાર્ય–હે વત્સ! મેં અગાઉ જણાવ્યા પ્રમાણે આ ઉપયોગી વિષય ઘણોજ ગહન છે. છતાં તમોને કહેવામાં આવેલી હકીકત શિવાય તે રાજ્ય સેવાની" અંદર ભગવાન મનુજીના લખવા મુજબ એક ખાસ બાબત શેષ છે, અને તે એકે

" [illegible] यमिष्टेषु, सव्य वस्येश्वराधिपः ।
आने[illegible]वाप्य निष्टेषु, तं धर्मं न विचालयेत् ॥ "

અર્થ—તે માટે રાજા પોતાના અનુકુળમાં જે પ્રમાણે ધર્મ કાયદાને અને પ્રતિકુળોમાં જે અનિષ્ટોનો નિશ્ચય કરીને જે કાયદાઓ સ્થાપન કરે તેને તોડવા નહિ.

અર્થાત્ પ્રજાનું રક્ષણ કરવાની અનુકુળતા માટે દેશ કાળને અનુસરીને રાજ્ય–બ્રીટીશ શહેનશાહત–તરફથી જે જે કાયદાઓ બહાર પાડવામાં આવે તેનો લેશ પણ અનાદર કરવો નહીં સબબ કે તેવા કાનુનોના અંદર સુલેહની જાળવણીના માટે મોટું ડહાપણ સમાયેલું હોય છે. જેનો ખરો ફાયદો આયંદે પ્રજાનેજ પહોંચે છે.

**શિષ્ય**—હે ભગવન્! આ "રાજ્ય સેવા" કે જેના માટે આપે બળપૂર્વક મંડન કર્યું છે તેના ઉપયોગીપણા માટે શાસ્ત્રકારો શું અભિપ્રાય જણાવે છે તે કૃપા કરી કહો.

**આચાર્ય**—હે વત્સ! સાંભળ. શ્રીમદ્ મહાભારતના કર્ત્તા ભગવાન વ્યાસ મુની પ્રથમ રાજ્ય પુરૂષોને સંબોધીને જણાવે છે કે,

**पुत्रवत्पाल्यमानानि, राजधर्मेणपार्थिवैः ।**
**लोकोभूतानी सर्वाणि, चरंते नात्रसंशय ॥**

**અર્થ**—રાજ્ય ધર્મનું પુત્રની માફક પાલન કરવાથીજ પ્રાણી માત્ર નિર્ભયપણે વિચરી શકે છે. અર્થાત્ પ્રજાની આબાદી અને રક્ષણાર્થે રાજાએ રાજધર્મ એટલે વિશેષે કરીને અલંપટપણું, અપ્રમાદપણું, દુર્વ્યસનનો ત્યાગ, ધર્મ, નીતિ, અદલન્યાય, ધૈર્યતા, અને શૌર્યતા, આદી ઉત્તમ ગુણોનું પાલન કરવું એ અતિ આવશ્યક છે. કારણ કે પરમ ઐશ્વર્યવાળા પરમાત્માની કૃપા થકી તેને પ્રાપ્ત થયેલા મહાન હોદ્દાની જોખમદારી અને જવાબદારી પ્રજાએ પાલન કરવાના પ્રજાધર્મ કરતાં ઘણીજ કઠીણ, આવશ્યક, અને વિશાળ છે. છતાં હે શિષ્ય! પોતાના રાજાના તેવા શુભ ગુણો અને તેના વડે તેણે સ્થાપન કરેલા રાજ્યની જાળવણી અને પરિચર્યા એટલે સેવા કરવાનું ખાસ કાર્ય તેની પ્રજા વર્ગનું હોવાના મક્કમ પુરાવા રૂપે આગળ જતાં તેજ મહાપુરૂષ માત્ર પ્રજાનેજ સંબોધીને લખે છે કે "**पाल्यो युष्माभिर्लोकहितैरुदारै**" હે ઉદાર લોકો! પ્રજાજનો– લોકકલ્યાણને માટે–એટલે તમારા પોતાનાજ કલ્યાણને માટે તમો ઉપરોક્ત ધર્મનું પાલન કરો. આથી હે વત્સ! ભગવાન વેદ વ્યાસના કહેવાનો મુખ્ય સાર એ નીકળે છે કે "**રાજ્ય સેવા**" એ કાર્યના અંદર પ્રજા સમસ્તનું મોટું હિત સમાએલું હોય છે. કેમકે પ્રજાથી સેવાએલું રાજ્ય પુનઃ પ્રજાનાજ રક્ષણાર્થે વિશેષ કાર્ય કરી શકે છે અથવા તો તેના વડે પ્રજા સુલેહ, શાન્તિ, અને તે શિવાય બીજા અનેક પ્રકારના ઉત્તમ સુખોનો ઉપભોગ કરી શકે છે. વળી હે શિષ્ય! આ "**રાજ્ય સેવા**" ઉત્તમ ફળોની દાતા ગણાય છે કે જેના પુરાવા માટે એક આમ્ર વૃક્ષનું દૃષ્ટાંત ઉપયોગી થઇ પડવાથી હું તમારા સમક્ષ રજુ કરૂં છું. તે એવી રીતે કેઃ—

"કોઇએક શહેરના અંદર એક ખેતીકારનું બહોળું કુટુંબ વસતું હતું. જે કૃશી વડે કરીને પોતાનો ઉદરનિર્વાહ ચલાવતું હતું; વળી આ કુટુંબનો મુળ પુરૂષ ઘણો કાર્યકુશળ અને ડાહ્યો હતો, અને તેણે પોતાના ડહાપણ વડે એક ઉત્તમ ફુલવાડી બનાવી હતી, કે જે ફુલવાડી ગામની નજદીક હોવાને લીધે તે ખેતીકાર સિવાય ગામના અન્ય માણસો પણ તેનો ઉપભોગ કરી સારો લાભ ઉઠાવતા હતા. વળી આ ફુલવાડીના અંદર તે ડાહ્યા પુરૂષથી એક આમ્રવૃક્ષ રોપવામાં આવ્યું હતું જે જોનારને ઘણું પ્રફુલીત લાગતું હતું કારણ જે ફુલવાડીના તમામ ઝાડોના કરતાં ફક્ત ખેતીકાર અને તેના આખા કુટુંબને આ આમ્રવૃક્ષ ઉપર સંપૂર્ણ પ્રેમ હતો, કારણકે આ ખેતીકારનું આખું કુટુંબ તેના ઉપયોગીપણા માટે મોટું માન ધરાવતું હતું અને આમ્રવૃક્ષનું જળ સીંચન વીગેરે ઉપાયો વડે સારૂં પાલન કરતાં હતાં એક સમય જે વખતે આ ઉત્તમ વૃક્ષની પરિચર્યા કરવામાં આવતી હતી, તે વખતે એક વિદ્વાન બ્રાહ્મણ પોતાના પુત્ર સમેત ત્યાં આગળ આવી પહોંચ્યો, અને આ ઉત્તમ વૃક્ષની ખંતપૂર્વક સેવા કરવા માટે તેણે તે ખેડુત કુટુંબને બીજી વિશેષ ભલામણો કરી. તે વિદ્વાન બ્રાહ્મણ બોલ્યો જે હે ભાઇઓ! તમારા આ કાર્યને હું ઘણોજ આદર આપું છું, કારણ જે જેના હાંસલમાં ઉત્તમ ફળો સમાયલા છે, તેવું ફળદાયિ વૃક્ષ ઉછેરવાની મનુષ્ય માત્રે ચીવટ રાખવી જોઇએ. હે શિષ્ય, પીતાનું આવું વાકય સાંભળી તેની પાસે ઉભેલા તે વિદ્વાન બ્રાહ્મણના પુત્રે, તેના પિતા પ્રત્યે નીચે પ્રમાણે પ્રશ્ન કર્યો જે હે પિતા! આ પ્રમાણે કહેવાનો આપનો ખરો હેતુ શું છે તે હું સમજી શકતો નથી. કારણ જે આ સમગ્ર ફુલવાડીના અંદર અનેક પ્રકારના સુંદર વૃક્ષો ખીલી રહેલા જોવામાં આવે છે. વળી જેના વડે આપણે અને આ ગામના અન્ય માણસો ઘણાજ સંતોષકારક લાભો ઉઠાવી રહ્યા છીએ. એટલુંજ નહીં, પરંતુ તે વૃક્ષો પોતાના ઉપરના ફૂલો, અને ફળો, આપણામાંના સર્વેને નિત્ય પ્રતિ આપ્યાજ જાય છે. વળી હે પિતા! બીજા ઘણા વૃક્ષોના કરતાં આ આમ્રવૃક્ષને ઉછેરવામાં ખેડુત કુટુંબને કાંઇ મહેનત પણ વિશેષ હોય, તેમ જોવામાં આવે છે. છતાં હે તાત! તેવાં તમામ વૃક્ષોના કરતાં આમ્રવૃક્ષના માટે તમો ભાર દઇ ભલામણ કરો છો, તેનું ખાસ કારણ શું છે, તે કૃપા કરી કહો. પુત્રના આવા વાકય સાંભળી તે વિદ્વાન બ્રાહ્મણ

બોલ્યો, જે હે પુત્ર! સમગ્ર ફુલવાડીમાં આ ઉત્તમ વૃક્ષ મહાન્ ઉપયોગી છે. વળી તેની સેવા બદલ તે ઉત્તમ ફળોને આપવાવાળું છે. જેથી હે પુત્ર! મેં તેના ઉપયોગીપણાનો વિચાર કરી તેના માટે વિશેષ ભલામણો કરી છે. છતાં તેનો વિશેષ ખુલાસો કોઇ યોગ્ય વખતે થઇ શકશે. આટલું કહી તે બંને જણા પોતાના ઘર તરફ પાછા ફર્યા અને પિતાના વાકય ઉપર શ્રદ્ધા રાખવાવાળો તે બ્રાહ્મણ પુત્ર, પોતાના વિદ્યા સંપાદન વીગેરે અન્ય કામોમાં પ્રવર્ત્ત થયો. આચાર્યશ્રી બોલ્યા કે હે શિષ્ય! આમ દિવસો પર દિવસો જવા પછી પેલા ખેડુત કુટુંબ તરફથી ઉછેરવામાં આવેલા તે આમ્ર વૃક્ષ ઉપર ઉત્તમ ફળો આવ્યાં, અને તે ધાર્મિક ખેતીકારે તેનો પ્રથમ ફાલ વિદ્વાન બ્રાહ્મણોને પ્રદાન કર્યો. જેમાં ઉકત બ્રાહ્મણ અને તેનો પુત્ર પણ આવી ગયા હતા. ભોજન વખતે આ આમ્ર ફળોનું પ્રાશન કરતાં જયારે પુત્રે તે ફળોની મીઠાશ માટે પોતાના પીતા સમક્ષ ઘણીજ પ્રશંસા કરી ત્યારે તે વિદ્વાન બ્રાહ્મણ બોલ્યો જે હે પુત્ર! આ ફળો તે પેલા ખેડુત કુટુંબે ઉછેરેલા આમ્રવૃક્ષના છે. કે જે વૃક્ષના માટે તે મારા પ્રત્યે તેની ફુલવાડીના અંદર જે વીશેષ પુછપરછ કરી હતી. જેથી હે પુત્ર! તે વૃક્ષના ઉપયોગીપણા માટે તારા સમક્ષ વિશેષ ખુલાસો કરવાની કાંઇજ આવશ્યકતા નથી. કારણ જે આ ઉત્તમ ફળોના ખાવા પછી તું સંપૂર્ણ રીતે સમજી શકયો હઇશ, કે મહા મહેનત વડે પણ આ આમ્રવૃક્ષ જેવા ઉત્તમ વૃક્ષને ઉછેર્યા પછી, તે ફળદાયિ વૃક્ષ ઉપર થતાં ફળોનો લાભ, પણ તેના ઉછેરનાર એટલે સેવા કરનાર મનુષ્યોજ પ્રાપ્ત કરે છે. હે શિષ્ય! આટલું કહી તે વિદ્વાન બ્રાહ્મણ આગળ બોલતો બંધ થયો. કારણ જે આમ્ર ફળના ખાવા પછી તેના પ્રશ્ન કરનાર પુત્રને, પ્રત્યક્ષ પ્રમાણ મળેલું હોવાથી તેની સમજાવટ માટે વિશેષ સમજાવવાની જરૂર ન હતી. અને પછી તે પિતા પુત્ર બન્ને જણાએ તે ખેડુત અને તેના કુટુંબનું સર્વ પ્રકારે શ્રેય ઇચ્છયું, અને તેની તે ફુલવાડી તથા આમ્રવૃક્ષની આબાદી માટે, પરમાત્માની પ્રાર્થના કરી, તેઓ પોતપોતાને કામે લાગ્યાં.

આચાર્ય બોલ્યા જે હે વત્સ! હવે હું જણાવેલા દ્રષ્ટાંતનાં સિદ્ધાંત ઉપર આવું છું, તેનું ધ્યાન દઇ શ્રવણ કર. તે એવી રીતે કે ઉકત દ્રષ્ટાંતમાં જણાવ્યા પ્રમાણે તે કાર્યકુશળ ખેતીકારે, જેમ સુંદર

પુલવાડી બનાવી તેમાં ઉત્તમ આમ્રવૃક્ષને રોપ્યું હતું, તેમ આ જગતના અંદર એક બુદ્ધિમાન (દેવ) રાજા પોતાની સત્તારૂપી પુલ-વાડીના અંદર "રાજ્ય" રૂપી ઉત્તમ વૃક્ષનું રોપણુ કરે છે, વળી ઉક્ત આમ્રવૃક્ષને ઉછેરવાનું કામ જેમ તે ડાહ્યા ખેતીકારના કુટુંબે બજાવ્યું હતું, તેમ આ "રાજ્ય" રૂપી વૃક્ષને ઉછેરવાનું કામ તેની સમગ્ર પ્રજાના શીર છે. યદ્યપી ઉક્ત આમ્રવૃક્ષના ઉપર તે કાર્ય કુશળ ખેતીકાર વિશેષ મમતા રાખતો હતો, પરંતુ તેના ઉપયોગીપણાની કદર જાણી, જેમ તેના કુટુંબે તે વૃક્ષની ઉત્તમ પ્રકારે સેવા બજાવી હતી, તેમ આ "રાજ્ય" રૂપી વૃક્ષના ઉપર જો કે રાજા વિશેષ મમતા રાખે છે, છતાં તેના ઉપયોગી પણાનો ખ્યાલ કરી, તેની પરિચર્યા કરવાનું ખાસ કામ તેની પ્રજાના ઉપર છે, વળી તેમ કરવા પછી તે આમ્રવૃક્ષના અમૃતમયફળોનો લાભ, જેમ ઉક્ત ખેતીકાર અને તેના કુટુંબને પ્રાપ્ત થયો હતો, તેમ હે વત્સ ! આ "રાજ્ય" રૂપી ઉત્તમ વૃક્ષનું સેવન કરવાથી રાજા અને વિશેષે કરીને તેનું પાલન કરનાર પ્રજા એમ ઉભય પક્ષને ઘણા શ્રેષ્ટ ફળો પ્રાપ્ત થાય છે, એટલે કે "રાજ્ય"ની આબાદી રૂપી ઉન્નતિનાં ફળો, જેવાકે નિર્ભયતા, સુલેહ, શાન્તિ, વિગેરે સુખોના ઉપભોગો રાજા કરતાં પ્રજાના ભોગવટામાં પ્રતિક્ષણે આવતા હોવાથી, આ "રાજ્ય સેવા"થી થતા ફાયદા રાજા કરતાં પ્રજાને વિશેષ સુખો ઉપ-જાવનારા છે, અને જેથીજ તે મહાપુરૂષ ભગવાન વ્યાસ પોતાના ઉક્ત શ્લોક દ્વારાએ આપણને ખાસ યાદી આપે છે કે હે પ્રજાજનો! એક પીતા જેમ પોતાના પુત્રનું મમતાપૂર્વક પાલન કરેછે, તેમ તમો પ્રજા વર્ગ પોતાના રાજાના રાજ્યનું પ્રેમપૂર્વક પાલન કરો જે સર્વ પ્રકારે ઉત્તમ સુખોને આપવાવાળું છે. જેથી હે શિષ્ય ! ઉક્તદ્રષ્ટાંત ઉપરથી આ વાત સિદ્ધ થઇ કે બ્રિટીશ મહારાજ્યરૂપી આમ્રવૃક્ષનું સેવન કરનાર આપણી આર્ય પ્રજા પણ તેવા ઉત્તમ ફળોનો ઉપભોગ ઉત્તમ પ્રકારે કરી રહીછે તેમજ ભવિષ્યમાં આથી પણ વધુ સુખોપાર્જીત કરશે સબબકે "સેવા" એ કાર્યમાં મોટો ફળદાયિ ગુણ સમાએલો છે.

**શિષ્ય**—હે ભગવન્ ! ધન્ય છે. આપના કહેવા મુજબ અમો તથા આ નાગરિકો સ્પષ્ટ રીતે સમજ્યા કે બ્રિટીશ મહારાજ્યની

"રાજ્ય સેવા" તે આપણી આર્ય પ્રજાના માટે એક ખાસ કર્તવ્ય છે; પરંતુ હે નાથ! હું ખુલાસો માગું છું કે આ "રાજય સેવાનુ" કાર્ય હરદમ એકજ રહેણીથી થાય છે કે તેના કાંઇ વિભાગ હશે ખરા?

આચાર્ય–હે વત્સ! શાબાશ છે. તારા બુધ્ધિબળ માટે ખચીતજ તને ધન્યવાદ ઘટે છે. એટલુંજ નહી પરંતુ વિષય જાણુવા માટે તારી પ્રશ્ન કરવાની શૈલી ઘણીજ પ્રશંસનીય છે. હે શિષ્ય! સાંભળ કોઇ પણ સેવાને કાર્ય સ્વરૂપમાં લાવવા માટે વિદ્વાન પુરૂષોએ તેને બે વિભાગમાં વહેંચી દીધેલી છે, તે એવી રીતે કે એક—"સામાન્ય સેવા" અને બીજી "આવસ્યક સેવા" હવે "સામાન્ય સેવા" નો ભાવાર્થ એવો છે કે પોતાની ફરજ પ્રમાણે હરદમ કાર્ય કર્યા જવું તેમાં લેશપણ ઉણુપ આવવા દેવી નહિ, તેને હરકોઇ વ્યકિતનો "સામાન્ય સેવા" કહેવામાં આવે છે ત્યારે સેવ્ય વ્યકિતને જરૂરી વખતે જોઇતા સાધનો મહા પરાકાષ્ટે પણ, પુરા પાડી તેને જે સંતોષ આપવો તેને "આવશ્યક સેવા" કહેવામાં આવે છે.

શિષ્ય—હે ભગવન્! આપણી "રાજય સેવા" માટે આપણે "સામાન્ય સેવા" અને "આવશ્યક સેવા" કેવે પ્રકારે કરવી, તેનું કૃપા કરી સ્પષ્ટિકરણ કરો.

આચાર્ય–હે વત્સ! સાંભળ. રાજ્યની "સામાન્ય સેવાનું" વર્ણન હું તારા સમક્ષ અગાઉ કરી ગયેલો હોવાથી આ જગ્યાએ તેની વિશેષ આવશ્યકતા જણાતી નથી પરંતુ રાજ્યની "આવશ્યક સેવા" માટે ખરો પ્રકાર એ છે કે જેમ ખેતીકારો પોતે વાવેલા રોપાઓ વિશેષ પ્રકાશમાં કેમ આવે તેની "સામાન્ય સેવા" તો અહોરાત્રિ કર્યાજ જાય છે છતાં દૈવસ્યાત કોઇ પ્રતિકુળ હવાને લઇને અથવા તો પાણીની તંગીના વડે તે રોપાઓને જ્યારે તેવાં જરૂરી સાધનોની જરૂર પડે ત્યારે એવાં જોઇતાં સાધનો વગર વિલંબે પુરાં પાડવાં તેને તે રોપાઓની "આવશ્યક

સેવા" કહેવામાં આવે છે; તેમ હે શિષ્ય ! કોઇ પણ કારણને લઈને આપણી બ્રિટીશ સલ્તનતને જ્યારે બળ, બુદ્ધિ, અને ધનનાં જરૂરી સાધનોની જરૂર પડે ત્યારે પ્રજા વર્ગ તરફથી તેવા જોઇતાં સાધનો રાજ્યને વગર વીલંબે પુરાં પાડવાં તેને તેની "આવશ્યક સેવા" કહેવામાં આવે છે અર્થાત્ તેવે વખતે પ્રજાના બળવાન વર્ગ તરફથી બળનો, બુદ્ધિમાન વર્ગ તરફથી બુદ્ધિનો, અને ધનવાન વર્ગ તરફથી ધનનો યોગ્ય ફાળો આપવામાં આવે તેજ "રાજ્ય"ની "આવશ્યક સેવાનુ" ખરૂં સ્વરૂપ છે. વળી હે શિષ્ય ! આવે વખતે પ્રજાના સામાન્ય વર્ગ માટે એટલુંજ કહેવું બસ છે કે તેણે પોતાની શક્તિ પ્રમાણે જાત મહેનતથી અથવા સદ્વર્તનથી "રાજ્યને" સંપૂર્ણ સંતોષ આપવો જોઈયે; બસ આટલું કહી હે વત્સ ! ઉક્ત "રાજય સેવા ના" સબંધમાં હું વિશેષ કહેવા ધારતો નથી.

પાઠકગણ ! મહાત્માશ્રીના આવા ખુલાસાથી તે વિદ્વાન શિષ્ય આનંદથી વ્યાપ્ત થઇ ગયો, અને ગુરૂની ઉદાર વૃત્તિ માટે મનમાં વારંવાર પ્રશસા કરતો વળતાં આ પ્રમાણે બોલ્યો

શિષ્ય—હે ભગવન્ ! આપનો જય થાઓ. ધન્ય છે આપ મહા-પુરૂષને અને આપની ઉદાર વૃત્તિને કે જેના વડે અમો "રાજ્ય સેવા" જેવો એક મહાન અને ઉપયોગી વિષય જાણવાને ભાગ્યશાળી બન્યા. હે નાથ ! હું આપનો સેવક આપની કયા પ્રકારે પ્રશંસા કરૂં, તે સંપૂર્ણ રીતે સમ-જતો નહીં હોવાથી, માત્ર વારંવાર આપને પ્રણામ કરીને સંતોષ પમાડવા ઇચ્છા રાખું છું. હે ગુરૂવર્ય ! ઉક્ત "રાજ્ય સેવા', જાણવાના સબંધમાં હું તમામ પ્રકારે સંશય રહીત થયોછું. જેથી હે ભગવન્ ! આપની સર્વ પ્રકારે કૃપા ઇચ્છી હું મારા આસન પર બેસવા રજા લઉં છું.

આચાર્ય-હે વત્સ ! તારૂં કલ્યાણ થાઓ.

પાઠકગણ ! આ વખતે શ્રવણાર્થે આવેલા નગરવાસીઓ પણ, આ મહાત્માશ્રીના ઉત્તમ વિવેચનથી મોટી પ્રસન્નતાને પ્રાપ્ત થયાં અને તે માંહેથી એક વૃદ્ધ પુરૂષે પોતાની બેઠક ઉપરથી ઉભા થઇ, આ મહા પુરૂષની સમક્ષ બે હાથ જોડી પ્રણામ કરી આ પ્રમાણે કહ્યું.

નગરવાસીયો-હે મહાત્મન્ ! અમો નગરવાસીયો આપને વિનય વડે પ્રણામ કરીયે છીએ, હે ભગવન્ ! આવા એક ઉત્તમ વિષય ઉપર અજવાળું પાડી આપશ્રીએ અમારી ઉન્નતિના માર્ગને ખચીતજ વિશાળ બનાવ્યો છે. યદ્યપિ આપશ્રીના સુચવ્યા મુજબ, આ પર્ણકુટીના અંદર અનેક ધાર્મિક વિષયો ઉપર અર્થસુચક વિવેચનો થયાજ કરે છે, પરંતુ હે નાથ ! આવા ખાસ વિષયના વિવેચન વખતે અમોને આમંત્રણ કરી આપશ્રીએ અમારા ઉપર મોટી દયા કીધી છે, સબબકે આ "રાજ્ય સેવા" જેવો ઉપયોગી વિષય અમો પુરવાસીયોના માટે બીજે ભાગ્યેજ હોઈ શકે, કે જેના અંદર વિશેષે કરીને અમારી ઉન્નતિનાં સાધનો સમાયેલાં છે, હે ભગવન્ ? આપશ્રીનો સંપૂર્ણ આભાર માનીયે છીએ અને વિશેષમાં ચાલુ કૃપાનો અંદર વૃદ્ધિ કરવા માટે વિજ્ઞપ્તિ કરી, હું મારી બેઠક ઉપર બેસવા રજા લઊછું.

પાઠકગણ ! નગરવાસીયોના આવા વિનયવાળા વાકયો સાંભળી, વળતા મહાત્માશ્રી સુબોધાચાર્યે નીચે પ્રમાણે પ્રત્યુત્તર આપ્યો.

આચાર્ય-હે નગરવાસીયો તમારૂં કલ્યાણ થાઓ. વળી તમોએ માનેલા આભારના બદલામાં મ્હારે કહેવું જોઇએ

કે, હે વત્સો ! અમો સાધુ પુરૂષોનો આ માત્ર ધર્મજ છે, કે મનુષ્ય માત્રને સદુપદેશ કરી તેના આત્માના કલ્યાણનો માર્ગ સુગમ કરી આપવો, પરંતુ હે વત્સો ! ધન્ય છે, એ ગૃહસ્થાશ્રમીયોને કે, જેઓ મહા પુરૂષના વચનામૃતને શ્રવણ કરી તેનો સદુપયોગ કરે છે. વળી હે પુરવાસીયો ! શાસ્ત્રકારોની સંમતિ મુજબ " શ્રવણ " એ વાકયમાં મોટો સદ્‌ગુણ સમાયેલો છે, પરતું તે " શ્રવણ " ઉત્તમ અને નીતિવાન વિષયોથી યોજાએલું જોઈએ, કારણ જે શ્રવણ કર્યા પછી મનુષ્ય માત્રના મગજમાં તે તે વિષયોની સ્મરણ શકિતઓ ઉત્પન્ન થાય છે, અને તેમ થયા પછી મનુષ્ય તેવાં કાર્યોમાં અવશ્ય પ્રવૃત્ત બને છે; જેથી હે વત્સો ? આ સમયે હું તમોને ખાસ યાદી આપું છુ કે તમારા આત્માના કલ્યાણને માટે તમારે હરદમ નિતિવાન વિષયયોનું શ્રવણ કરવું. કારણ જે તેવા ઉત્તમ વિષયો તમારાં જીવન સુધારણાર્થે અગાઉ મોટામાં મોટું કાર્ય કરશે. આટલું કહી હે વત્સ ! " રાજ્ય " તરફથી નિયત થએલા કાયદાઓ વડે થતી " શિક્ષા " કે જે " શિક્ષા " ના ભય થકી, રાજ્યમાં તમામ કાર્યો સુવ્યવસ્થિત રીતે ચાલ્યા કરે છે, તેની મહત્તાનું વર્ણન કરી હું ચાલુ વિષય સમાપ્ત કરીશ.

શિષ્ય—હે ભગવન્ ! રાજ્ય તરફથી નિયત થએલી " શિક્ષા " એ કાર્યને આપણા આર્યશાસ્ત્રવેત્તાઓ, કયા નામ વડે કરી ઓળખાવી ગયા છે, તે કૃપા કરીને કહો.

આચાર્ય—હે વત્સ ! આપણા પુજ્ય પુરૂષ મહાત્મા મનુ ભગવાન્ આ " રાજ્ય શિક્ષા " એ કાર્યને " રાજ્યદંડ " એવા નામથી ઓળખાવી, તેની મહત્તા માટે વર્ણન કરતાં પોતાના મનુસ્મૃતી નામના ઉપયોગી ગ્રંથમાં લખે છે કે, હે પ્રજાજનો !

तस्य सर्वाणि भूतानि, स्थावराणि च राणि च ।
भयाद्भोगाय कल्पन्ते, स्वधर्मान्नचलन्ति च ॥

અર્થ—ઉક્ત રાજ્યદંડના ભયથીજ આ સ્થાવર જંગમરૂપ સર્વ પ્રાણીયો પોતપોતાના વૈભવોનો ઉત્તમ રીતે ઉપભોગ કરી શકે છે. અને સ્વધર્મમાંથી ભૃષ્ટ થતાં નથી.–વળી

सर्वोदण्डजितोलोको, दुर्लभोहि- शुचिर्नरः ।
दण्डस्य हि भयान्सर्वे, जगद्भोगायकल्पते ॥

અર્થ—સર્વ લોક દંડથીજ નિયમમાં રહે છે. તાત્પર્ય એકે સ્વભાવથીજ મનુષ્ય પવિત્ર હોય, તે વાત ઘણીજ દુર્લભ છે. જેથી દંડના ભયથીજ આખું જગ પોત પોતાના વૈભવો ભોગવવામાં સમર્થ થઈ શકે છે.

स राजा पुरुषो दण्डः स नेता शासिताच सः ॥
चतुर्णामाश्रमाणांच, धर्मस्यप्रतिभूःस्मृतः ॥

અર્થ—પ્રજાની વચ્ચે તે દંડજ રાજા, તેજ પુરૂષ, અને તેજ શાસન કરનાર, તથા ચારે આશ્રામોના ધર્માચરણનો પ્રતિનિધિ છે. અર્થાત્ ચારે આશ્રામોના મનુષ્યો તેના ભય વડેજ પોતપોતાની મર્યાદામાં રહી, અન્યને ઉપદ્રવો કરી શકતા નથી. વળી

दण्ड शास्ति प्रजाः सर्वादण्ड एवाभिरक्षति ।
दण्डः सुप्तेसु जागर्ति दंण्डं धर्मं विदुर्बुधा ॥

અર્થ—દંડ પોતેજ પ્રજાને શાસન કરે છે. દંડ પોતેજ પ્રજાનું અધર્મમાંથી તથા ભયમાંથી રક્ષણ કરે છે. રાજા, પ્રજા, તમામ સુતેલા હોય છતાં (ઉક્ત) દંડતો જાગ્રતજ રહે છે જેથી પંડિતો દંડનેજ ધર્મ માને છે.

**यत्र शामो लोहिताक्षो दण्ड श्चरतिपापहा ।**
**प्रजास्तत्र न मुह्यन्ति, नेताचेत्साधुपश्यति ॥**

**અર્થ**—જ્યાં આગળ પ્રજા સમક્ષ (શ્યામ રંગનો અને રાતા નેત્રોવાળો) પાપનો નાશ કરવાવાળો, તેના ઉત્તમ નેતા (રાજા) તરફથી રાજદંડ ફરતો રહે છે, ત્યાં આગળની પ્રજા દુઃખરૂપી મુજવણીથી મુક્ત રહે છે.

હે વત્સ ! વિશેષ શું ઉક્ત મહા પુરૂષના કહેવા મુજબ આ રાજ્ય સત્તા—રાજ્ય દંડથીજ પ્રાણીમાત્ર પોતપોતાની મર્યાદામાં રહી બીજા નિર્બળ આત્માઓને દુઃખ આપી શકતા નથી ; એટલુંજ નહી પણ ટુંકામાં આ રાજ્ય સત્તાના દંડરૂપી કાર્યથીજ, પ્રજા વર્ગ અનેક પ્રકારના સુખો પાર્જીત કરી શકે છે; કારણજે ચોરી અને વ્યભિચારીની અટકાયત, અત્યાચારીયોથી થતા અત્યાચારોનો વિધ્વંશ, શ્રેષ્ટ પુરૂષોનો સત્કાર, સાધ્વિ સ્ત્રીયોની મર્યાદા માટેનો પ્રબંધ, સાધુ મહાત્માઓનું સન્માન, દુર્જનોને શિક્ષા, અને સજ્જનોની રક્ષા, માત્ર રાજ્યની સત્તાથીજ થઇ શકે છે. જેથી હે શિષ્ય ! ચાલો, આપણે સમગ્ર આર્ય પ્રજા, આપણા બ્રિટીશ સામ્રાજ્યની રાજ્યસત્તા, કે જે સત્તા વડે આપણે ઉત્તમ સુખોનો ઉપભોગ કરી રહ્યા છીએ, તેનો આપણે પ્રેમ અને ઉમંગપૂર્વક "રાજ્ય સેવા" કરીયે કે જેમ કરવા માટે આપણુ પ્રજા સમસ્તની ખાસ ફરજ છે.

આટલું કહી આપણા બ્રિટીશ મહારાજ્યના નેતા શાહેનશાહ પંચમ જ્યોર્જ અને આર્યાવર્તમાં વસ્તા અન્ય (દેશી) રાજ્યવંશીઓનું સર્વ પ્રકારે કલ્યાણ ઇચ્છી હું ચાલુ વિષયને સમાપ્ત કરૂં છું.

ૐ

**शान्तिः ! शान्तिः ! शान्तिः !**

# હિંદી વિરો માટે ખાસ વિજ્ઞપ્તિ.



" નરશી મહેતો ભગત હરીના જુનાગઢના રહેવાશી "—એ રાગ.

નિગાહ, કરોઓ આર્ય બંધુ છો, યશ લેવા ઉત્સુક તમે
શિ, ફર્જ આપણી આ વખતે તે, સ્મરણ કરાવું છું તમને
તાજતણાં શુભકાજ કરો, નિજ પ્રજા ધર્મ સાચવવાને
તેનાં સુખ સગવડ સારૂ, અર્પો અર્પો સુખ સાધનને ૧

સ્વયં સેવકો ગયા યુરોપે, વળી લડવાને વિર નરો
ધણીના ખાતર ઝુઝેરણમાં, તે વાતોનો ખ્યાલ કરો
પ્રાણ સમર્પે, પોતાનાં અર્પે, કિર્તિ તે આપણને
તેનાં સુખ સગવડ સારૂ, અર્પો અર્પો સુખ સાધનને ૨

અમો તમો સૌ રમીયે, જમીયે, વળી સુઇયે સુખ સેજ અહીં
બંધુ આપણા ફર્જ આપણી, અદા કરે જઇ યુદ્ધ મહીં
નિજબળથી ને હીંમતથી, હણતા હણતા શત્રુ દળને
તેનાં સુખ સગવડ સારૂ, અર્પો અર્પો સુખ સાધનને ૩

હિંદ તણી ઉજવળ કિર્તિ રણુ રંગ વિષે પ્રસરાવે તે
જે સંદેશા તાજ તરફથી, સમય સમય પર આવે છે
નિજ અધિકારીને હરદમ, સંતોષ પમાડે શુદ્ધ મને
તેનાં સુખ સગવડ સારૂ, અર્પો અર્પો સુખ સાધનને ૪

હિંદ વિરો ખુદ આપ ખુશીથી, હિંદ તણી કિર્તિ માટે
પ્રથક પ્રથક જઇ કાર્ય બજાવે, રાજ્ય તણી સેવા સાટે
યુરોપના ઇતિહાસે અવિચળ, હિંદ નિતિ નોંધાવાને
તેનાં સુખ સગવડ સારૂ, અર્પો અર્પો સુખ સાધનને ૫

રાજ્ય તણી સેવાએ વિરો, વિરત્વથી પુરવાર કરે
દેશ તણી કિર્તિ ખાતર નહીં, પ્રાણતણી પરવાર ધરે
પ્રતિ ઉપકાર પ્રકાર ઘણા પણ, તુર્ત વેળા એ ભ્રાતૃ તમે
તેનાં સુખ સગવડ સારૂ, અર્પો અર્પો સુખ સાધનને ૬

બ્રિટિશ રાજ્ય મહા રાજ્ય તરફ, નિજ વફાદારી દરસાવાને
સમય અનુપમ પ્રાપ્ત થયો આ, આર્ય યશો ગવરાવાને
વિજય માળ પહેરો પહેરાવો, બ્રિટિશ વિજય કહેવરાવાને
તેનાં સુખ સગવડ સારૂ, અર્પો અર્પો સુખ સાધનને, ૭

યદ્યપિ રાજય તરફથી તે, વિરોને, સુભ સૌ સાધન છે
શાહ આપણા સ્વયં તપાસે, હિંદ વિરોની હાજતને
તદપિ આપણી ફર્જ મુજબ, શ્રી લડાઇ ફંડ નિભાવે તે
દો પ્રદાન તે (War Relief) વૉરફંડને, જીવન એમ જણાવે છે. ૮

